२९४

# सत्तरभेदी पूजा.

જગત્પ્રસિદ્ધ મહામુનીરાજ શ્રી આત્મારામજીની

બનાવેલી તે.

જૈનધર્માભિલાષી ગુણજ્ઞ સજ્જનો સારૂ

છપાવિ પ્રસિદ્ધ કરનાર.

## શ્રી જૈન જ્ઞાનવર્ધક સભા.

ભાવનગર.

આવૃત્તી બીજી. નકલ ૧૫૦૦



અમદાવાદ

યુ૰ પ્રી૰ અને જ૰ એ૰ કં૰ "લિમિટેડ"ના પ્રેસમાં

રણછોડલાલ ગંગારામે છાપી.

સંવત ૧૯૪૨. સને ૧૮૮૬.

કિમ્મત ૧ આનો.

# વિજ્ઞાપના.

આ બુકની પ્રથમ એક હજાર નકલો છપાવેલી. જે ઘણાજ થોડા વખતમાં ખપી જવાથી અને એકપણ નકલ ગ્રાહકને ન મળવાથી કેટલાએક સુધારાસાથે આ બીજી આવૃત્તી બહાર પાડવામાં આવી છે. આશા છે કે, ગ્રાહક વર્ગ તરફથી ઘણા થોડા વખતમાં બીજી આવૃત્તીની નકલો ખપી જવા સાથે વધારે નકલોની માગણી કાયમ રહેશે. તથાસ્તુઃ

અર્વાચીન સમયના શ્રેષ્ટ મુની મહારાજના કરેલા કાવ્યને સંપૂર્ણ આદર આપવો તે જૈનબંધુઓની ફરજ છે. કીં બહુના. મંત્રી.

**શ્રી જૈન જ્ઞાનવર્ધક સભા.**

ભાવનગર.



२५८४

# महाराज श्री आत्मारामजी कृत
# ॥ सत्तरभेदी पूजा प्रारंभ. ॥

---

**દોહરા.**

સકલ જિનંદ મુનિંદની, પૂજા સતરે પ્રકાર:
શ્રાવક શુદ્ધ ભાવે કરે, પામે ભવનો પાર. ૧

જ્ઞાતા અંગે દ્રૌપદિ, પૂજે શ્રી જિનરાજ;
રાય પસેણી ઉપંગમેં, હિત સુખ શિવફલ તાજ. ૨
ન્હવણ૧, વિલેપન ૨, વસ્ત્રયુગ ૩, વાસ૪, ફુલ૫, વરમાળ૬;
વરણ૭ચુન્ન૮ધ્વજ૯શોભતિ, રત્નાભરણ૧૦રસાળ. ૩

સુમનસ ગૃહ અતિ શોભતો૧૧, પુષ્પ ઘરા૧૨ મંગળીક;૧૩
ધુપ૧૪ગીત૧૫નૃત્ય૧૬નાદશું, ૧૭કરતમિટે સવભીક. ૪

**અથ પ્રથમ ન્હવણ પૂજા. દોહરા.**

સુચિત્તનુ વદન વસન ધરી, ભરે સુગંધ વિશાળ;
કનક કળસ ગંધોદકે, આણી ભાવ વિશાળ. ૧
નમત પ્રથમ જિનરાજકું, મુખ બાંધી મુખ કોશ;
ભકિત યુકિતસેં પૂજતાં, રહે ન રંચક દોષ. ૨

**રાગ કમાચ.**

માન તું કાહે યે કરતા, એ દેશી.
માન મદ મનસેં પરહરતા, કરી ન્હવણ જગદીશ. મા. એ આં૦

સમકિતની કરની દુખ હરની,જીનપખાળ મનમેં ધરતા;
અંગ ઉપંગ જિનેશ્વર ભાખી, પાપ પડળ જરતા.ક૦૧
કંચનકળસભરી અતિ સુંદર,પ્રભુ સ્નાનભવિજન કરતા;
નરક વૈતરણી કુમતિ નાસે, મહાનંદ વરતા. ક૦ ૨
કામ ક્રોધકી તપ્ત મિટાવે,મુકિત પંથ સુખ પગ ધરતા;
ધર્મ કલ્પતરૂ કંદ સીંચતાં,અમૃત ઘન ઝરતા. ક૦ ૩
જન્મ મરણકા પંક પખારી, પુન્ય દશા ઉદય કરતા;
મંજરી સંપદ તરૂ વર્દ્ધનકી, અક્ષય નિધી ભરતા.ક૦૪
મનકી તપ્ત મિટી સબ મેરી, પદકજ ધ્યાન હૃદેધરતા;
આત્મ અનુભવ રસમેં ભીનો,ભવ સમુદ્ર તરતા ક૦૫
॥ઇતિ પ્રથમન્હવણ પૂજા,એકહી પંચામૃત તથા તીર્થ જળે સ્નાન કરાવે.॥

**અથ દ્વિતીય વિલેપન પૂજા. દોહરા**

ગાત્ર લુહી મન રંગશું, મહકે અતિહી સુવાસ;
ગંધ કષાયી વસન શ્યું, સકલ ફળે મન આશ. ૧
ચંદન મૃગમદ કુંકુમે, મેળી માંહે બરાસ;
રત્ન જડિત કચોળીએ, કરી કુમતિનો નાશ. ૨
પગ૧જાનુ૨કર૩ ખંધમે૪,મસ્તક ૫ જિનવર અંગ;
ભાલ૬ કંઠ૭ ઉર૮ ઉદરમેં, કરે તિલક અતિ ચંગ. ૩

પૂજક જન નિજ અંગમે, રચે તિલક શુભ ચાર;
ભાલ ૧ કંઠ ૨ હૃદ ૩ ઉદરમે ૪, તપ્ત મીટાવનહાર. ૪

કુમરી.

મધુવનમેં મેરે સાંવરીયા. એ દેશી.

કરી વિલેપન જિનવર અંગે,જન્મસફલ ભવિજન માને,ક.૧
મૃગ મદ ચંદન કુંકુમ ઘોળી,નવ અંગતિલક કરી થાને.ક. ૨
ચક્રી નવનિધિ સંપદ પ્રગટે, કરમ ભરમ સવ ક્ષય જાને.ક.૩
મન તનુ શિતળ સવ અઘટારી,જિનભકિત મન તનુઠાને.ક.૪
ચૌસઠ સુરપતિ સુર ગિરિરંગે,કરી વિલેપન ધન્યમાને.ક. ૫
જાગી ભાગ્યદશા આમમેરી, જિનવર બચન હૃદેઠાને. ક.૬
પરમશિશિરતાપ્રભુ તનકરતાં,ચિતસુખ અધિકે પ્રગટાને.ક.૭
આત્માનંદી જિનવર પૂજી, શુદ્ધ સ્વરૂપ નિજ ઘટઆને.ક.૮
॥એ કહી વિલેપન કીજે, નવ અંગે ટીકી દીજે.॥

ઇતિ વિલેપન પૂજા. ૨

અથ તૃતિય વસ્ત્ર યુગલ પૂજા. ૩.

અત્યંત કોમળ ચંદન ચર્ચિત ઉજ્જલ વસ્ત્ર યુગલ
રકેબીમેં લેકર એક શ્રાવક ખડા રહે, મુખસેં ઐસે કહે.

દોહરા.

વસન યુગલ અતિ ઉજ્વળે, નિર્મળ અતિહી અભંગ;
નેત્ર યુગલ સુરિ કહે, યહી મતાંતર સંગ. ૧

કોમળ ચંદન ચરચિએ, કનક ખચિત વરચંગ;
હય પલ્લવ શુચિ પ્રભુ શિરે, પહેરાવે મન રંગ. ૨
દ્રૌપદિ શક્ર સુરિયાભતે, પૂજે જીમ જિનચંદ;
શ્રાવક તિમ પૂજન કરે, પ્રગટે પરમાનંદ. ૩
પાય લુહન અંગ લુહણા, દીજે પૂજન કાજ;
સકલ કરમ મલ ક્ષય કરી, પામે અવિચળ રાજ. ૪

રાગ દેશ સોરઠ.

કુબજાને જાદુ ડારા એ દેશી.

જિન દર્શન મોહન ગારા, જીને પાપ કલંક પખારા;
જિન૦ એ આંકણી.

પૂજા વસ્ત્ર યુગળ શુચિ સંગે, ભાવના મનમેં વિચારા;
નિશ્ચે વ્યવહારી તુમ ધર્મે, વરનુ આનંદકારા. જિ૦ ૧
જ્ઞાન ક્રિયા શુદ્ધ અનુભવ રંગે, કરૂં વિવેચન સારા;
સ્વપર સત્તા ધરૂં હરૂં સબ, કર્મ કલંક પહારા. જિ૦ ૨
કેવળ યુગલ વસન અર્ચિતસેં, માંગત હું નીરધારા,
કલ્પ તરૂ તું વંછિત પૂરે, ચૂરે કરમ કઠારા. જિ૦ ૩
ભવો દધિ તારણ પોત મિલા તું, ચિદ્દૂઘન મંગલકારા;
શ્રીજિનચંદ જિનેશ્વર મેરે, ચરણસરણ તુમધારા. જિ. ૪
અજર અમરકર અલખનિરંજન, ભંજન કરમ પહારા;
આત્માનંદી પાપનિકંદી, જીવન પ્રાણઆધારા. જિ૦ ૫

ઇતિ બસ્ત્ર યુગલ પૂજા ૩.

### અથ ચતુર્થ ગંધ પૂજા.

અગર ચંદન કપુર કુંકુમ કુસુમ કસ્તુરીકા ચૂર્ણ કરી કચોળી ભરી ઉભા રહે, મુખે એસે પઢે.

**દોહરા.**

ચોથી પુજા વાસકી, વાસિત ચેતન રૂપ;
કુમતિકુ ગંધિ મિટ ગઈ, પ્રગટે આતમ રૂપ. ૧
સુમતિ અતિ હર્ષિત ભઈ, લાગી અનુભવ રસ;
વાસ સુગંધે પૂજતાં, મોહ સુભટકો નાશ. ૨
કુંકુમ ચંદન મૃગમદા, કુસુમ ચૂર્ણ ઘનસાર;
જિનવર અંગે પૂજતાં, લહિયે લાભ અપાર. ૩

**ઢાળ.**

અબ મોહે ડાંગરીયાં એ દેશી.

ચિદાનંદ ઘન અંતરજામી; અબ મોહે પાર ઉતાર.
જિનંદજી અબ૦ એ આંકણી.
વાસ ખેપસેં પૂજન કરતાં, જનમ મરણ દુખટાર;જિ૦
નિજ ગુન ગંધ સુગંધી મહકે, દહે કુમતિ મદમાર.જિ.૧
જિન પૂજતહી અતિ મન રંગે, ભંગે ભરમ અપાર;જિ૦
પુદ્ગલ સંગી દુરગંધ નાઠો, વરતે જયજયકાર.જિ.૨
કુંકુમ ચંદન મૃગમદ મેલી, કુસુમ ગંધ ઘનસાર; જિ૦
જિનવર પૂજન રંગે રાચે, કુમતિ સંગ સબ છાર.જિ.૩
વિજય દેવતા જિનવર પૂજે,જીવાભિગમ મોઝાર;જિ૦
શ્રાવક તિમ જિનવાસેંજેપૂ, ગૃહ સ્વધર્મનો સાર;જિ ૪

સમકિતની કરણીશુભ વરણી,જીનગણધરહિતકાર;જિ૦
આતમ અનુભવ રંગરંગીલા, વાસ યજનકા સાર,જિ.૫

ઇતિ વાસ પૂજા. ૪

એકહી પ્રભુ આગે વાસ ખેપ ઉછાળે,

**અથ પાંચમી પૂષ્પારોહણ પૂજા.**

ચંદ, મચકુંદ, દમનક, મરૂવા, કુંદ, સોવન, જાઇ, જુઇ, ચંબેલી, ગુલાબ, બકુલસિરી, ઇત્યાદિ સુગંધી ફુલ પંચવર્ણકે રકેબીમેં રખકે, મુખસેં એસે કહે.

**દોહરા.**

મન વિકસે જિન દેખતાં, વિકસિત ફુલ અપાર;
જિન પૂજા એ પંચમી, પંચમી ગતિ દાતાર. ૧
પંચ વરણકે ફુલસેં, પૂજે ત્રિભુવન નાથ;
પંચ વિઘન ભવિ ક્ષય કરી, સાધે શિવપુર સાથ. ૨

**રાગ કહરવા.**

પાસ જિનંદા, પ્રભુ મેરે મન વસીયા. એ દેશી.
અર્હન્ જિનંદા પ્રભુ મેરે મન વસીયા. એ આંકણી.
મોગર લાલગુલાબ માલતી, ચંપક કેતકી નિરખ
હરસીયા. અ૦ ૧
કુંદ પ્રિયંગુવેલિ મચકુંદા, બોલ સિરી જાઈ અધિક
દરસીયા. અ૦ ૨
જળ થળ કુસુમ સુગંધી મહકે, જિનવર પૂજન જીમ

હરિ રસીયા. અ० ૩

પંચ બાણ પીડે નહિ મુઝકો, જબ પ્રભુ ચરણે ફુલ
ફરસીયા. અ० ૪

જડતા દુર ગઇ સબ મેરી, પાંચ આવરણ ઉબાર
ધરસીયા. અ० ૫

અવર દેવકું આક ધતુરા, તુમરે પંચ રંગ ફુલ
વરસીયા. અ० ૬

જિન ચરણે સહુ તપત મિટતુ હે, આતમ અનુભવ મેઘ
વરસીયા. અ० ૭     ઇતિ પાંચમી પૂષ્પ પૂજા.

એ કહી પંચ વરણ કે ફુલ ચઢાવે,

**અથ છઠ્ઠી ગુંથેલી ફુલ માળાની પૂજા.**

નાગ, પુન્નાગ, મરૂઆ, દમણા, ગુલાબ, પાડલ, મોગરા, સેવંતી, મોતિયા, કેતકી, ચંપા, ચંમેલી, માલતી, કેવડા, જાઈ, જુઈ, પ્રમુખ ફુલોની પંચ વરણી સુગંધવાળી માળા ગુંથી હાથમેં લેકે ઉભા રહે, મુખસેં એેસે પઢે.

**દોહરા.**

છઠ્ઠી પૂજા જિન તણી, ગુંથી કુસુમની માળ;
જિન કંઠે થાપી કરી, ટાળીએ દુઃખ જંજાળ. ૧

પંચ વરણ કુસુમે કરી, ગુંથી જિન ગુણ માળ;
વરમાળા એ મુક્તિકી, વરે ભક્ત સુવિશાળ. ૨

ઢાળ.

પાર્શ્વનાથ જપત હૈ જો જન, કરમ ન આવે તાકેનેરે.

એ દેશી.

કુસુમ માળસેં જો જિન પૂજે, કર્મકલંકનાસે ભવિ તેરે.

એ આંકણી.

નાગ પુન્નાગ પ્રિયંગી કેતકી,ચંપક દમનક કુસુમ ઘનેરે;
મલ્લિકા નવમલ્લિકા શુદ્ધ જાતિ, તિલક વસંતિક સબ રંગહેરે.. કુ. ૧
કલ્પ અસોગ વકુલ મગદંતી, પાડલ મરૂક માલતી લેરે;
ગુંથી પંચ વરણકી માળા,પાપ પંકસબ દુર કરેરે. કુ. ૨
ભાવ વિચારીનિજગુણ માળા,પ્રભુસેંમાગે અરજ કરેરે;
સર્વમંગળકીમાળારોપે,બિઘનસકલસબસાથ જલેરે,કુ.૩
આત્માનંદી જગગુરૂ પૂજી,કુમતિ ફંદ સબ દુર ભગેરે;
પૂરણપુન્યે જિનવર પૂજે,આનંદરૂપ અનુપ જગેરે,કુ.૪

ઇતિ છઠી ફુલ માળા પૂજા. ૬

એ કહી પ્રભુ કંઠે ફુલ માળા ચઢાવે,

અથ સાતમી અંગી રચન પૂજા.

પાંચ વરણ કે ફુલોકી કેસરકે સાથ અંગી રચે, સો હાથમેં લેકે ઉભા રેહે, મુખસેં ઐસે પઢે.

દોહરા.

પાંચ વરણ કે ફુલકી, પૂજા સાતમી માન;
પ્રભુ અંગે અંગી રચી, લહિયે કેવળજ્ઞાન. ૧

મુક્તિ વધુકી પત્રિકા, વરણી શ્રી જિનદેવ;
શુધ્ધી તત્વ સમજે સહી, મૂઢ ન જાણે ભેવ. ૨

ઢાળ.

તુમ દીન કે નાથ દયાળ, લાલ૦ એ દેશી.

તુમ ચિદ્દ્ઘનચંદ,આનંદલાલ,તોરેદર્શનકીબલિહારી.તુ.૧
પંચવરણ ફુલોસેં અંગીયા,વિકસે જ્યું કેસરકયારી.તુ.૨
કુંદ ગુલાબ મરૂક અરવીંદો, ચંપકજાતિ મંદારી.તુ .૩
સોવનજાતિ દમનક સોહે,મનતનુ તજીત વિકારી.તુ ૪
અલખનિરંજનજ્યોતિપ્રકાસે,પુદ્ગલસંગ નિવારી.તુ.૫
સમ્યગ્ દર્શન જ્ઞાનસ્વરૂપી, પૂરણાનંદ વિહારી. તુ. ૬
આતમ સત્તા જબહી પ્રગટે,તબહી લહે ભવપારી.તુ.૭

ઇતિ સાતમી અંગીરચન પૂજા. ૭.

સુગંધ પુષ્પે કરી ભગવાનકે, શરીરે અંગી રચે.

અથ આઠમી ચૂરણુની પૂજા.

ઘનસાર, અગર, સેલ્હારસ, મૃગમદ, સુગંધવટી
કરી જિનેશ્વરકે આગે હાથમેં લેઇ ખડા રહે,મુખસેઐસેપઢે

દોહરા.

જિન પતી પૂજા આઠમી, અગર ભલા ઘનસાર;
સેલ્હારસ મૃગમદ કરી, ચૂરણ કરી અપાર. ૧
સુન્ના રોહણ પૂજના, સુમતિ મન આનંદ;

કુમતિ જન ખીજે અતિ, ભાગ્યહીન મતિમંદ. ૨

રાગ જોગીઓ.

નાથ મેનુ છડકે, ગઢ ગિરનાર તું ગયોરી. એ દેશી.

કરમ કલંક દહ્યોરી, નાથ જિનજજકે; એ આંકણી.

અગર મેલ્હારસ મૃગમદ ચૂરી,અતિઘનસાર મહ્યોરી,ના. ૧

તીર્થંકર પદ શાંતિ જિનેશ્વર, જિન પૂજીને ગ્રહ્યોરી,ના.૨

અષ્ટકરમ દલ ઉદ્ભટ ચૂરી,તત્વ રમણકું લહ્યોરી.ના. ૩

આઠોહી પ્રવચન પાલન શુરા,દ્રષ્ટી આઠ રહ્યોરી.ના.૪

શ્રદ્ધાઆસન રમણતા પ્રગટે,શ્રીજિનરાજ કહ્યોરી.ના.૫

આતમ સહજાનંદ હમારા,આઠમી પૂજા ચહ્યોરી. ના.૬

ઇતિ આઠમી ચૂરણ પૂજા. ૮

એ કહી પ્રભુજીકો ચૂરણ ચઢાવે.

અથ નવમી ધ્વજ પૂજા.

પંચ વરણિ ધ્વજા ઘુઘરીઓ સહિત હેમમય દંડે કરી સંયુક્ત સધવા સ્ત્રી મસ્તકે લેઇ થાલમેં ધરિ તીન પ્રદક્ષિણા દેઇ વાસક્ષેપ કરિ ધ્વજા લેઈ ઉભી રહે.

દોહરા.

પંચવરણ ધ્વજ શોભતી, ઘુઘરીનો ધમકાર;
હેમ દંડ મન મોહની, લઘુ પતાકા સાર. ૧
રણઝણ કરતી નાચતી, શોભિત જિનહર શૃંગ;

લહકે પવન ઝકોરસે, બાજત નાદ અભંગ. ૨
ઇંદ્રાણી મસ્તક લઇ, કરે પ્રદક્ષિણ સાર;
સધવા તિમ વિધી સાચવે, પાપ નિવારણ હાર. ૩

ધ્રુપદ.

આઇ ઇંદ્ર નાર, એ દેશી.

આઇ સુંદર નાર કરકર સિંગાર, ઠાડી ચૈત્ય દ્વાર મન મોદ ધાર;પ્રભુ ગુણ વિથાર અઘ સબ ક્ષય કીનો.આ. ૧

જોજન ઉતંગ અતિ સહસ ચંગ, ગઇ ગગન લંઘ ભવિ હરખસંગ;સબ જગ ઉતંગ પદછિનકમેં લીનો. આ.૨

જીમ ધ્વજ ઉતંગ તિમ પદ અભંગ,જિન ભકિત રંગ ભવિ મુકિતસંગ;ચિદ્દ્ઘન આનંદ સમતારસ ભીનો.આ.૩

અબ તાર નાથ મુઝ કર સનાથ,તજ્યો કુગુરૂસાથ મુઝ પકડ હાથ;દીનાકે નાથ જિનવચ રસ પીનો. આ. ૪

આતમ આનંદ તુમ ચરણ વંદ, સબ કટિત ફંદ ભયો શિશિર ચંદ;જિન પઠિત છંદ ધ્વજ પૂજન કીનો,આ.૫

ઇતિ નવમી ધ્વજ પૂજા. ૯.

એ કહી ધ્વજા ચઢાવે.

**અથ દશમી આભરણ પૂજા.**

પીરોજા નીલમ લહસણીયા હીરા માણેક પન્ના પ્રમુખસેં જડે રત્નાભરણ લેઈ મુખસે એસે કહે.

દોહરા.

શોભિત જિનવર મસ્તકે, રયણ મુકુટ ઝલકંત;
ભાળ તિલક અંગદ ભુજા, કુંડળ અતિ ચમકંત. ૧

સુરપતિ જિન અંગે રચે, રત્નાભરણ વિશાળ;
તિમ શ્રાવક પૂજા કરે, કટે કરમ જંજાળ. ૨

અંગ્રેજી વાજેકી ચાલ.

આનંદ કંદ પૂજતાં; જીનંદચંદ હું. એ આંકણી.
મોતિ જ્યોતિ લાલ હીર હંસ અંકજડ્યું, કુંડલુ સુધાર
કરણ મુકટ ધાર તું. આ૦ ૧ સુર ચંદ કુંડલે શોભીત
કાનદ્દુ, અંગદ કંઠકંઠલો મુનિંદ તાર તું. આ૦ ૨ ભા-
ળતિલક ચંગરંગ ખંગચંદજયું, ચમક દમક નંદની
કંદબ જીતતું. આ૦૩ વ્યવહાર ભાષ્ય ભાખીઓ જિ-
નંદ બિંબ યું, કરે સિંગાર ફાર કર્મ જાર જાર તું.આ૦૪
વૃદ્ધિ ભાવ આતમા ઉમંગ કારતું. નિમિત્ત શુધ ભાવકા
પિયાર કાર તું, આ૦૫ ઇતિ આભરણ પૂજા દશામી.૧૦
એ કહી ભુષણ ચઢાવે.

અથ અગિયારમી પુષ્પ ઘર પૂજા.

સુગંધ ફુલોકા ઘર બનાકે હાથમેં લેકે મુખસેં એસે પઢે.

દોહરા.

પુષ્પ ઘરો મન રંજનો, ફુલે અદભુત ફુલ;
મહકે પરિમલ વાસના, રહકે મંગળ મુલ. ૧

શોભિત જિનવર વીચમેં, જીમ તારામાં ચંદ;
ભવિ ચકોર મન મોદસેં, નિરખી લહે આનંદ. ૨

**ઢાળ.**

શાંતિ વદન કજ દેખ નયન, એ દેશી.

ચંદ વદન જિન દેખ નયન મન અમી રસ ભીનોરે
એ આંકણી.

રાય બેલ નવ માલ્લિકા કુંદ,મોગર તિલક જાતિમચકુંદ;
કેતકી દમણ કે સરસ રંગ, ચંપક રસ ભીનોરે.ચં૦૧
ઇત્યાદિક શુભ ફુલ રસાલ,ઘર વિરચે મન રંજન લાલ;
જાલિ ઝરોખા ચિતરી શાલ, સુર મંડપ કીનોરે.ચં૦૨
ગુછ ઝુમખા લંબા સાર, ચંદ્રાયા તોરણ મનોહાર;
ઇંદ્ર ભુવનકો રંગ ધાર, ભવ પાતક છીનોરે. ચં૦ ૩
કુસુમાયુધ કે મારન કાજ, ફુલ ઘરે થાપે જિનરાજ;
જીમ લહિયે શિવપુરકો રાજ,સબ પાતક ખીનોરે,ચં.૪
આતમઅનુભવ રસમે રંગ,કારણ કારજ સમઝતુચંગ;
દૂર કરો તુમ કુગુરૂ સંગ, નરભવ ફળ લીનોરે,ચં૦ ૫

ઇતિ અગિયારમી ફુલ ઘર પૂજા. ૧૧

એ કહી ફુલ ઘર ચઢાવે.

**અથ બારમી પૂષ્પ વર્સણકી પૂજા.**

પાંચવરણકા સુગંધ ફુલ હાથમે લેઈ મુખસેં એસે પઢે.

દોહરા.

બાદલ કરી વરષા કરે, પંચવરણ સુર ફુલ;
હરે તાપ સબ જગતકો, જાનુદ ઘન અમૂલ. ૧

અડલ છંદ

ફુલ પગર અતિ ચંગ રંગ બાદર કરી,
પરિમલ અતિ મહકંત મીલે નર મધુ કરી;
જાનુદ ઘન અતિ સરસ વિકચ અધોવીટહે,
વરસે બાધા રહિત રચે જેમ છીટ હે, ૨

રાગ વસંત.

સાચા સાહિબ મેરા ચિંતામણ સ્વામી. એ દેશી.
મંગળ જીન નામે, આનંદ ભવિકું ઘનેરા. એ આંકણી.
ફુલ પગરબદરી ઝરોરે, હેડબીટ જિનકેરા. મં. ૧
પીડા રહિતઢિગ મધુકર ગુંજે,ગાવત જિનગુન તેરા.મં.૨
તાપ હરે તિહું લોક કારે,જિન ચરણે જસ ડેરા.મં.૩
અશુભ કરમ દળ દુર ગયેરે, શ્રીજિન નામ રટેરા.મં ૪
આતમ નિર્મળ ભાવ કરીને,પૂજે મિટિત અંધેરા.મં.૫

ઇતિ બારમી ફુલ વર્સણ પૂજા. ૧૨.

એ કહી ફુલ ઉછાળે.

અથ તેરમી અષ્ટ મંગળની પૂજા.

અષ્ટ મંગળ થાળમેં લેકર મુખસે એસે પઢે.

દોહરા.

સ્વસ્તિક ૧ દર્પણ ૨ કુંભહૈ ૩,ભદ્રાસણ ૪ વર્ધમાન ૫;
શ્રીવચ્છ ૬ નંદાવર્ત્તહે ૭,મીનયુગલ ૮ સુવિધાન. ૧
અતુલ વિમળ ખંડિત નહીં, પંચ વરણકેં સાળ;
ચંદ્ર કિરણ સમ ઉજળે, યુગતિ રચે વિશાળ. ૨
અતિ સલક્ષણ તંદુળે, લેખિ મંગળ આઠ;
જિનવર અંગે પૂજતાં, આનંદ મંગળ ઠાઠ. ૩

શ્રીરાગ.

જિન ગુન ગાનં શ્રુતિ અમૃતં. એ દેશી.

મંગળ પૂજા સુર તરૂ કંદ. એ આંકણી.

સિદ્ધિ આઠ આનંદ પ્રપંચે, આઠ કરમકા કાટે ફંદ.મં.૨
આઠોંમદભએછિનકમે દુરે,પુરેઅડગુણ ગએસબધંદ.મં.૨
જો જિન આઠ મંગળશું પૂજે, તસઘર કમળા કેળિ કરંદ. મં. ૩. આઠ પ્રવચન સુધારસ પ્રગટે, સુરિ સંપદા અતિહી ઉતંગ. મં.૪. આતમઅડગુણ ચિદ્‌ઘન રાસી, સહજ વિલાસી આતમ ચંદ. મં. ૫

ઇતિ તેરમી અષ્ટ મંગળ પૂજા. ૧૩.

પ્રભુ આગે અષ્ટ મંગળ ચઢાવે.

અથ ચાૈદમી ધૂપ પૂજા.

ધૂપ રકેબીમેં લે કે મુખસેં એસે પઢે.

## દોહરા.

મૃગમદ અગર સેલ્હારસ, ગંધ વટી ઘનસાર;
કૃષ્નાગર શુદ્ધ કુંદરૂ, ચંદન અંબર ભાર. ૧
સુરભિ દ્રવ્ય મિલાયકે, કરે દશાંગજ ધૂપ;
ધૂપધાણમેં લે કરી, પૂજે ત્રિભુવન ભુપ. ૨

## રાગ પીલુ.

મેરે જિનંદકી ધુપસે પૂજા, કુમતી કુગંધી દુર હરીરે, મેરે૦ એ આંકણી. રોગ હરે કરે નિજગુન ગંધી, દહે જંઝીર કુગુરૂકી બંધી; નિર્મળ ભાવ ધરે જગ ધંદી, મુજે ઉતારો પાર મેરા કિરતારકે અઘ સબ દુર કરી. મે૦૧ ઉર્દ્ધ ગતિ સૂચક ભવિ કેરી, પરમ બ્રહ્મ તુમ નામ જપેરી; મિથ્યા વાસ દુખ રાસ ઝરેરી, કરો નિરંજન નાથ મુકિતકા સાથ કે મમતા મૂળજરી.મે૦૨ ધુપસેં પૂજા જિનવર કેરી, મુકિત વધુ ભઈ છિનકમે ચેરી; અબતો કયોં પ્રભુ કીની દેરી, તુમહી નિરંજન રૂપ ત્રિલોકી ભુપ કે વિપદા દુર કરી. મે૦૩ આતમ મંગળ આનંદકારી, તુમરી ચરણ સરણ અબ ધારી; પૂજે જેમ હરી તેમ આગારી, મંગળ કમળા કંદ સરદકા ચંદકે તામસ દુર હરી. મે૦૪

ઇતિ ચૌદમી ધુપ પૂજા. ૧૪.

## અથ પંદરમી ગીત પૂજા.

### દોહરા.

ગ્રામ ભલે આળાપીને, ગાવે જિન ગુણ ગીત;
ભાવે શુધી ભાવના, જાચે પરમ પુનીત. ૧
ફળ અનંત પંચાશકે, ભાખે શ્રી જગદીશ;
ગીત નૃત્ય શુધ નાદસેં, જો પૂજે જિન ઇશ. ૨
તીન ગ્રામ સ્વર સાતસેં, મુર્છના એકવીસ;
જિન ગુણ ગાવે ભકિતશ્યું, તાર તીસ ઓગણીસ. ૩

### શ્રી રાગ.

જિન ગુણ ગાવત સુર સુંદરી, એ આંકણી.
ચંપક વરણી સુર મન હરણી, ચંદ્રમુખી શૃંગારધરી. જિ૦૧ તાળ મૃદંગ વંસિરિ મંડળ, વેરાઠ ઉપાંગ ધુનિ મધુરી. જિ૦૨ દેવ કુમાર કુમારી આળાપે, જિન ગુણ ગાવે ભકિત ભરી. જિ૦૩ નકુલ મુકુંદ વીણ અતિ ચંગી, તાલ છંદ અયતિ સમરી. જિ૦૪ અલખ નિરંજન જ્યોતિ પ્રકાસી, ચિદાનંદ સત્ રૂપ ધારી. જિ૦૫ અજર અમર પ્રભુ ઇશ શિવંકર, સર્વ ભયંકર દુર હરી. જિ૦૬ આતમ રૂપ આનંદ ઘન સંગી, રંગી નિજ ગુન ગીત કરી. જિ૦૭

ઇતિ પંદરમી ગીત પૂજા. ૧૫.

## અથ સોળમી નાટક પૂજા.

### દોહરા.

નાટક પૂજા સોળમી, સજી સોળે શણગાર;
નાચે પ્રભુની આગળે, ભવ નાટક સબ ટાર. ૧
દેવ કુમર કુમરી મિલી, નાચે એક શત આઠ;
રચે સંગીત સુહાવના, બત્તીશ બિધકા નાટ. ૨
રાવણને મંદોદરી, પ્રભાવતી સુરિયાભ;
દ્રૌપદી જ્ઞાતા અંગમે, લીયા જન્મ કો લાભ. ૩
ટાળો ભવ નાટક સવી, હે જિન દિનદયાળ;
મિલ કર સુર નાટક કરે. સુધર બજાવે તાળ. ૪

### રાગ કલ્યાણ. એક તાળ.

નાચત સુર વૃંદ છંદ મંગળ ગુન ગારી. એ આંકણી.
કુમર કુમરી કર સંકેત, આઠ શત મિલ ભ્રમરી દેત;
મંદ્ર તાર રણ રણાટ ઘુંઘરૂ પગ ધારી. ના૦૧ બા-
જત જહાં મૃદંગ તાલ, ધપ મપ ધુધુ મકિટ ધમાલ;
રંગ ચંગ દ્રંગ દ્રંગ ત્રૈં ત્રૈં ત્રિક તારી. ના૦ ૨ તતા
થેઇ થેઈ તાન લેત, મુરજ રાગ રંગ દેત; તાન માન
ગાન જાન કિટ નટ ધુનિ ધારી. ના૦૩ તું જિનંદ
શિશિર ચંદ, મુનિજન સબ તાર વૃંદ; મંગળ આનંદ

કંદ જય જય શિવ ચારી. ના૦૪ રાવણ અષ્ટાપદ ગિરિંદ, નાચ્યો સમ સાજ સંગ; બાંધ્યો જિન પદ ઉતંગ, આતમ હિતકારી. ના૦૫

ઇતિ સોળમી નાટક પૂજા. ૧૬.

**અથ સત્તરમી વાજીત્ર પૂજા.**

દોહરા.

તતવિ તત ઘન ઝૂસરે, વાદ્ય ભેદ એ ચાર;
વિવિધ ધ્વનિ કર શોભતે, પૂજા સત્તરમી સાર. ૧
સમવસરણમેં વાજીયા, નાદતણા ઝંકાર;
ઢોલ દદામા દુંદુભી, ભેરી પણવ ઉદાર. ૨
વેણુ વિણાં કીંકણી, ષડ ભ્રામરી મરદંગ;
ઝલ્લરી ભંભા નાદશ્યું, શરણાઇ મુરજંગ. ૩
પંચ શબ્દ વાજે કરી, પૂજે શ્રી અરિહંત;
મનવાંછિત ફળ પામીએ, લહિયે લાભ અનંત. ૪

ઢાળ.

મન મોહ્યા જંગલકી હરણી ને, એ ચાલ.
ભવિ નંદો જિનંદ જસ વરણીને. એ આંકણી.
વીણ કહે જગ તું ચિરનંદ,ધનધનજગતુમ કરણીને.ભ.૧
તું જગનંદી આનંદ કંદી,તપલી કહે ગુણવરણીને ભ. ૨

નિર્મળજ્ઞાન વચનમુખસાચે,તુણ્ કહેદુખહરણીને.ભ.૩
કુમતિ પંથસખછિનમેં નાસે, જિનસાસન ઉદ્ધરણીને.૪
મંગળદીપક આરતીકરતાં,આતમ ચિત્ત શુભભરણીને.૫

ઇતિ સત્તરમી વાજીત્ર પૂજા. ૧૭.

કલસ, રેખતા.

જિનંદ જસ આજ મેં ગાયો,ગયો અઘ દુર મો મનકો;
શત અઠ કાવ્યહું કરકે, થુણે સવ દેવદેવનકો. જિ૦૧
તપ ગછ ગગન રવિ રૂપા, હુઆ વિજેસિંઘ ગુરૂ ભુપા;
સત્ય કર્પુર વિજેરાજા,ક્ષમા જિન ઉત્તમા તાજા.જિ૦૨
પદ્મ ગુરૂ રૂપ ગુણ ભાજા,કીર્તિ કસ્તુર જગ છાજા;
મણિબુદ્ધ જગતમેં ગાજા,મુકિતગણિસંપ્રતિરાજા.જિ.૩
વિજય આનંદ લઘુ નંદા, નિધિ શશી અંક હે ચંદા;
અંબાલે નગ્રમેં ગાયો, નિજાતમ રૂપ હું પાયો.જિ. ૪
ઇતિ આત્મારામજી (આનંદ વિજયજી) કૃત સત્તરભેદી

પૂજા સંપૂર્ણ



## "જૈનધર્મ પ્રકાશ.

જૈન વર્ગમાં બહોળા ફેલાવા સાથે મળ્યા.

**માસીક ચોપાનીયું.**

વાર્ષિક લવાજમ ફક્ત રૂ ૧—૦—૦

બહાર ગામવાળાને પોસ્ટેજ રૂ૦-૩-૦

આ ચોપાનીયું શ્રી જૈન ધર્મ પ્રસારક સભા તરફથી ભાવનગરમાં બહાર પડે છે. અને તેમાં જૈન વર્ગને અનુપયોગી તેમજ રમુજી અનેક વિષયો દાખલ કરવામાં આવે છે. જે અહીંઆં લખવા કરતાં તે વાંચવાથી વધારે માલમ પડે તેવું છે. માટે દરેક જૈનબંધુઓએ તેના ગ્રાહક થઇને આશ્રય આપવો અને એ જ્ઞાન વૃદ્ધિના કાર્યમાં મદદ કરવી. લક્ષમાં રાખવું કે એ ચોપાનીઆની ઉપજનો વધારો જ્ઞાન ખાતામાંજ વપરાય છે. એટલે તે સભા તરફથી સ્થાપેલી 'જૈનસંસ્કૃત પાઠશાળા' નો ખર્ચ તેમાંથી ચલાવવામાં આવેછે.

**મંત્રી.**



# જાહેર ખબર.

ા નીચે જણાવેલી ચોપડીઓ—શ્રી ભાવનગરમાં શ્રી નધર્મ પ્રસારક સભાની ઓફીસમાંથી તે સભાના તેમ-જ અમારી સભાના સેક્રેટરી પાસેથી અને શ્રી મુંબાઇ, સુરત, ભરૂચ અને વડોદરામાં શ્રી જૈનધર્મ પ્રસારક શાખા સભાની ઓફીસમાંથી તથા શ્રી મુંબઈમાં શા. ભીમશી માણેક પાસેથી મળશે.

| | | |
|---|---|---|
| ૧ | સુભાષીત સ્તવનાવળી—ભાગ પહેલો | ૦-૭-૦ |
| ૨ | ,, ભાગ બીજો | ૦-૫-૦ |
| ૩ | દેવ દ્રવ્યનો નિબંધ— | ૦-૨-૦ |
| ૪ | સમકિત સલ્યોદ્ધાર— | ૧-૪-૦ |
| ૫ | સત્તરે ભેદી પૂજા (મુની આત્મારામજી કૃત) | ૦-૧-૦ |
| ૬ | વીશ સ્થાનકની પૂજા ,, | ૦-૧-૦ |

મંત્રી.